મેસર્સ. બી. ડી. શાહ એન્ડ કો૦ કૃત.

# કન્યા વાચનમાળા પુસ્તક ૧લાના અર્થ

## પાઠ ૧.

શહેનશાહ=મહારાજાધિરાજના રાજા
સંગીન=મજબુત; જોરાવર
પુરાતન=ઘણું જુનું
ચરિત્ર=વૃત્તાંત; હેવાલ
જ્યેષ્ઠ=સૌથી વહેલા
પ્રિન્સ ઓવ વેલ્સ=વેલ્સ પ્રાંતનો રાજપુત્ર
ઈલ્કાબ=ખિતાબ
નિખાલસ=ખુલ્લા મનના
નૌકાશાસ્ત્ર=વહાણ ચલાવવાની કળા
યોજના=ગોઠવણ
અત્યંત=ઘણોજ
તાલીમ=કેળવણી
પ્રવાસ=મુસાફરી
પ્રદક્ષિણા=ચોગરદમ ફરી વળવું તે
ચાલુ=કાયમ
પદવી=ઓદ્ધો
પ્રવીણ=માહીતગાર
નિર્ણય=ઠરાવ
ક્રમેક્રમે=એક પછી એક
બાંધો=બંધારણ
નિર્માણ=નક્કી
યુવરાજ=ગાદીનો વારસ
આદરસત્કાર=આવકાર; પરોણાચાકરી
લથડવા=બગડવા
રાજ્યાભિષેક=રાજગાદી પર બેસાડવાની ક્રિયા
પાયતખ્ત=રાજધાનીનું શહેર
આબાદી=ચઢતી

## પાઠ ૨.

નણંદ=વરની બેન
કદ=ઘાટ
નેફા = ચણીઆના જે ભાગની અંદરની પાટી ઘાલવામાં આવે છે તે
કુચો=કુચડો
બહાનું=ઓઠું; ખોટું કારણ
ચીતરી કાઢયાં=ગમે તેમ લખી કાઢયાં
નકલ=બરાબર ઉતારો કરવો તે
લપલપાટ = જોઈએ તે કરતાં વધારે ઉતાવળ

## પાઠ ૩.

### ડાળે બાંધેલો હીંચકો

બકુલ=બોરસળી
તણી=ની
શોભા=દેખાવ
હીચ્યું=હીંચકા ખાઉં
અપાર=પાર વગરનું; ઘણુંજ
વળતી=પછી
વાળ=બાલ; નિમાળા
ચમકાવે=ચોંકાવે

| | | |
|---|---|---|
| માંય=મા | ફુલ્યાં=ખીલ્યાં | લીલાં પીળાં લાગે = ચકકર આવે |
| મલકાવે=હસાવે | ભારી=ઘણુંજ | |
| વાય=વા | શિર=માથું | હુંય=હું |
| સુગંધી=સારી વાસ | મંદ=ધીમી; થોડી | તુંય=તું |

**સમજુતી**—બેની ! બોરસળીની ડાળ પર હીંચકો બાંધ્યો તેની શોભા સારી છે. હું ઘણા વહાલથી હીંચકો ખાઉં.

જો હું જોરથી હીંચકો ખાઉં તો સામી ડાળ સુધી જાઉં; પણ પાછા ફરતાં પેલી ડાળ સાથે અફળાઉં. પવનના પુરા ઝપાટા ઘણું સુખ આપે છે; પછી નિમાળા છૂટા પાડે છે અને ઘણી વાર ચોંકાવે છે.

વળી મનને ચોંકાવે છે અને ઘડીમાં ગભરાવે છે; વળી ત્યાં ધીમો વા વાય છે તે મને હસાવે છે. બાગમાં ફૂલ ખીલ્યાં છે તેથી વાયુ સાથે કેવી સારી ખુશબો આવે છે ! એ ખુશબો મને ઘણું સુખ આપે છે.

બોરસલીનાં ફૂલ જે ઝીણાં ટપકે માથાપર પડે છે એ વળી મને મીઠી ધીમી ખુશબો આપે છે. મોં નીચું રાખીને હીંચકા ખાઉં, હીંચકા ખાઉં, હીંચકા ખાઉં, પણ ચકકર આવે તો આંખ બંધ કરૂં.

હું હિંમત રાખું તો થાકથી કદી થાકું નહિ; પણ ઓ વહાલા હીંચકા, રખેને તું તૂટતો ! જ્યારે તું તૂટયો ત્યારે હું પડું અને અફળાઉં, માટે રમવું છોડી દઇને હવે તો હું ઘેર જાઉં.

| પાઠ ૪. | ચીંદરડી=લુગડાંની પટી | ટળાવી=મટાડી |
|---|---|---|
| વિવેક=સલુકાઇ | ખાતર=બરદાસ | મફતની=વગર પૈસાની |
| ઠેસ=ઠોકર | વય=ઉંમર | **પાઠ ૫.** |
| ચાકળો=ચામડા વગેરેનું રથી ભરેલું ગોળ આસન | મોટા મનના=ઉદાર દીલના | શરમીંદી થઇને=લજવાઇને |

વાળુ=રાતનું જમવાનું
તોપ પડવી=મોટાં શહેરોમાં વખત જણાવવા માટે તોપનો અવાજ થાય છે તે
મહાવરો=અભ્યાસ; ટેવ
સાંચ્યું=બચાવ્યું; ભેગું કર્યું

**સમજુતી**—વહેલા સૂઇ જાય અને વહેલા ઊઠે તે જરા પણ દુઃખ જુએ નહિ; કેમકે ઘણી તાકાત, અક્કલ અને દોલત વધે છે તેથી બધાં સુખ મળે છે.

પાઠ ૬.

**આજ અને કાલ.**

હસતે=મલકાતે
મુખ=મોઢું
વેર્યાં=નાખ્યા
નશીબે=દૈવયોગે
ફેરાં=ના
નીચા નમી=વાંકા વળી
વીણીશું = એક એક લઇશું
અત્યારે=હમણાં
ગુસ્સે થઇ=રીસ કરી
વિપત=દુઃખ; આપદા
વણતોલે=ઘણીજ
દીલગીર=ઉદાસ
કાલ=આવતો દિવસ
ભૂલીને=વિસરીને
ભુંડું=નઠારું; ખરાબ
માફ=ક્ષમા
અન્યાય=ગેરઇન્સાફ
મટવાને=અટકાવવાને
ગુસ્સો=ક્રોધ; રીસ
ઘટવાને=ઓછો થવાને
વઢવું=લડવું
ધીરીને=ઉધાર આપીને
આબરૂ=ઇજ્જત
ધનપખી=પૈસા વગર
પખી=વગર; સિવાય
દેવું=આપવું
ધીરેલાં=ઉધાર આપેલાં
નવ=નહિ
આલે=આપે
વાંકુ બોલી=જુઠું બોલી
ભાળે=જુએ
ફરિયાદી=ઇન્સાફ મેળવવા અરજ
સદ્‌ગુણ=સારા ગુણ
પામો=મળો
ગુસ્સો=ક્રોધ
ગાળો=અપશબ્દ; ભુંડાં બોલ
ચિંતા=ફીકર
ચટપટી=ગભરામણ
અટપટી=ગુંચવણ ભરેલી
મા'લે=ખુશીથી રહે

**સમજુતી**—નસીબે ખુશી થઇને રસ્તામાં ગુલાબનાં ફૂલ નાખ્યાં, તે આપણે વાંકા વળી ક્યારે વીણીશું? હે બાઇ, હમણા આજ ને

આજ વીણી લો (મતલબ કે જેમ ફૂલ થોડા વખતમાં કરમાઇ જાય છે તેમજ સારાં કામો કરવાનો વખત પણ જતો રહે છે, માટે ગુલાબના ફૂલ રૂપી સારાં કામો તરતજ કરવાં. નશીબે એટલે કુદરતે. રસ્તામાં એટલે દુનિયામાં ગુલાબના ફૂલ એટલે સારાં કામો) (૧) પણ કદાપિ જો તે ગુસ્સો કરીને બોલે, તો તને ઘણુંજ દુ:ખ પડે તો પછી ઉદાસ કયારે થવુ ? હે બાઇ કાલે, કાલે, કાલે. (મતલબ કે સારાં કામ કરતાં દુ:ખ આવી પડે તોપણ દીલગીર થઈ છોડી દેવું નહિ.) (૨) કોઇએ ભૂલથી આપણું નઠારૂં કીધું હોય, અને વળી આપણને આવીને દુ:ખ પણ આપ્યું હોય, તો તેને આપણે માફ કયારે કરીશું ? હે બાઇ, આજ ને આજ અત્યારે માફ કરીશું. (૩) પણ ગેરઈન્સાફ મળતો હોય તે અટકાવવાને અને મનમાંથી રીસ ઓછી કરવાને માટે જો કોઇની સાથે લડવું પડે તો કયારે લડવું ? હે બાઈ, કાલે, કાલે, કાલે, લડવું. (૪) કોઇએ આપણને પૈસા ઉધાર આપીને આપણી આબરૂ રાખી હોય, તે માણસ પૈસા વગર દુ:ખી થતો હોય, તો તેને પૈસા પાછા કયારે જઇને આપવા ? હે બાઈ આજ ને આજ હમણા આપવા. (૫) આપણે ઉધાર આપેલા પૈસા પાછા આપે નહિ, અને વાંકું બોલીને સામું પણ જુએ નહિ. તો તેવા માણસ પર કહો કે કયારે ફરિયાદી કરવી ? હે બાઇ કાલે, કાલે, કાલે, ફરિયાદી કરવી, (૬) સારા ગુણનાં ઘણાં કામો કરવાં છે પણ કામ ધંધાને લીધે આપણને જરા પણ વખત મળે નહિ તો પછી તેને કયારે કરવાં ? હે બાઇ, આજ ને આજ હમણાં કરવાં. (૭) ક્રોધ, નઠારાં વચન, ફીકર, ગભરામણ ને ગુંચવણ ભરેલી વાતો પોતાની મેળે આવે તો તે મનમાં જઇને કયારે આનંદથી રહે ? હે બાઇ કાલે, કાલે, કાલે, (૮)

સાર—દરેક સારાં કામ આજ ને આજ કરવાં, અને નઠારાં કામનો વિચાર આવતી કાલ પર રાખવો. મતલબ કે નઠારાં કામ કરવાંજ નહિ.

પાઠ ૭.

ધીરજ=સબુરી
નાપસંદ=અણગમતા
વઢકારૂં=વઢકણું
ટક ટક કરવું=બબડવું
અણગમો=નાખુશી
કંટાળો=ચીતળી; ત્રાસ
કૃત્ય=કામ
સંભાળ=સાવચેતી
પૂરતી=જોઇએ તેટલી
સાવચેતી=સંભાળ
શત્રુવટ=વેર; દુશ્મનાઇ
બળાપો=સંતાપ
સમાચર=ખબર
રંગ=મજા
ભંગ=નાશ
ફળાદિ=ફળ વગેરે
હરી ગયો=છાની રીતે લઇ ગયો.
પતિ=ધણી; વર
રાક્ષસ=દૈત્ય; અસુર
છુટકારો=છુટકો
આરોપ=આળ; તહોમત

પાઠ ૮.

શોખ=ઇચ્છા
'ફરે તે ચરે અને બાંધ્યા ભૂખે મરે'=મહેનત કરે તો તેને તેનું ફળ-ખાવાનું મળે પણ જો મહેનત ન કરે, તો ભૂખે મરી જાય.
લાગુ=બંધ બેસતું
સીમ=ખેતર
અર્થ=મતલબ
કહેવત=કહેતી; અનુભવ સિદ્ધ વાકય
બોધ=શિખામણ; ઉપદેશ
માંદલાં=માંદા જેવા
કામણ=જાદુ; વશ કરવાની યુક્તિ

પાઠ ૯.

શરદની રાતે ગરબા ગાવા વિષે.

સાહેલડી=સખી
હાં હાં=ઠીક ઠીક
હરિચરિત=પરમેશ્વરની લીલા
અલબેલડી=ફાંકડી; રંગીલી
સખી=બેનપણી
પ્રેમે=હેતથી
શરદ=છ રતુમાંથી એક. ભાદરવો ને આસો
રંગ=શોભા
ગંભિર=ગંભીર; મોટું
ભાતડી=ભાત; તરેહ
નક્ષત્ર=તારાનું ઝુમખું. ૨૭ નક્ષત્રો કહેવાય છે
છાતડી=છાતી
નીર=પાણી

| | | |
|---|---|---|
| વાતડી=વાટ; રસ્તો | જાતડી=જાત; તરેહ | રંગ=મજા |
| હરખ=આનંદ | રત્ત=(૧) પ્રીતિ ભરેલું; (૨) રાતે | રેલડી=રેલ |
| કુમુદ=પોયણું; ધોળું કમળ ફૂલ | મસ્ત=મગ્ન; ચકચુર | લહાણી=ખુશાલીમાં સૌને સરખી ભેટ આપવી તે |
| કુમુદાદિક=ધોળાં કમળ ફૂલ વગેરે | ઘેલડી=ઘેલી; ગાંડી | |
| | ગોવિંદ=પરમેશ્વર | |

**સમજુતી**—હે ! હે બેની, સખી ઊઠો સૌ મળીને ગરબા ગાઇએ, હાં હાંરે સૌ મળીને ગરબા ગાઇએ. (૧) વળી હે ! અલબેલી સખી હેતથી પ્રભુની લીલા ગાઇએ, હાં હાંરે સૌ મળીને ગરબા ગાઇએ. (૨) શરદની રાત ખુબ ખીલી છે અને રંગથી ભરેલી ભીની છે, હાં હાંરે રંગથી ભરેલી ભીની છે. ( ૩ ) જુઓ મોટા આકાશની ભાત મજાની આસમાની ખીલી છે, હાં હાંરે મજાની આસમાની ખીલી છે. ( ૪ ) ચંદ્ર અને તારા જોઇ છાતી ઠરે છે. અને સુખથી ફૂલે છે; હાં હાંરે ઠરીને મજાથી ફૂલે છે. (૫) નદી, પાણી અને પર્વતનાં રસ્તા હરખથી કેવા હસે છે ! હાં હાંરે હરખથી કેવા હસે છે ! (૬) પોયણુ વગેરે ફૂલની જાતો રાતે ખીલી રહે છે. હાં હાંરે રાતે ખીલી રહે છે. (૭) સખી, રાગ મસ્તાનથી ઘેલી થઇને પ્રભુના ગુણ ગાઇએ; હાં હાંરે સખી પ્રભુના ગુણ ગાઇએ (૮) ચોકખા રંગની રેલ થઈ (આનંદની મજા પુરેપુરી થઇ) હવે લહાણી વહેંચીએ; હાં હાંરે હવે લહાણી વહેંચીએ. (૯)

| પાઠ ૧૦. | | |
|---|---|---|
| છંદ=બુરી ટેવ; નાદ; | વડ સસરા=મોટા સસરા; વરના બાપના બાપ | ક્ષય=છાતીમાંથી ગળફા પડે ઝીણો તાવ આવે શરીર કંતાતું જાય અને અંતે મરણ થાય એવો રોગ |
| ઘુઘરીવાળું હાથનું ઘરેણું | સ્નાન=નહાવું તે | |
| બાળકબુદ્ધિ=કમસમજ | | |
| ભારે=ઘણો | વીત્યા=ગયા | |

આગ્રહ=મંડયા રહેવું તે
ચોબીલી=શરબિંદી
કંતાઇ=તવાઈ
જોટવાં=વેઢ
છવિટિઆં=સ્ત્રીને પગની આંગળીએ પહેરવાની ઘુઘરીવાળી વીંટીઓ
ફૂલ=ફૂલના ઘાટનું માથામાં ઘાલવાનું ઘરેણું
ફૂલવાળીઓ= } ઘરેણાનું
ખુગડી= } નામ છે
લોળીઉં=કાનની લાલીમાં પહેરવાનું ઘરેણું
લવિંગીઉં=કાને પહેરવાનું સોનાનું ઘરેણું
છંદ=હાથે પહેરવાનું ઘુઘરીવાળું ઘરેણું
દામણી=કપાળની છેક ઉપર પહેરવાનું હીરા મોતીનું ઘરેણું
નાગફણી=એક જાતનું ઘરેણું

અણગમો=કંટાળો

## પાઠ ૧૧.

ગળગળી થઇને=રડવા જેવું મોં કરીને
માઠી ખબર=દુ;ખદાયક સમાચાર
ખેદ=દીલગીરી; અફસોસ
પત્તો=ઠામ ઠેકાણું
ખોળમખોળ=શોધાશોધ
લાસ=મુડદું; મરી ગએલું પ્રાણી
ઠાવકી=ડાહી
ઓતાડો=કોઈ જતું આવતું ન હોય એવી જગામાં આવેલો; એકાંત
નોતર=નોતરેલાં માણસો
ટાણેટચકે=સારા અવસરે
શોભા=ખુબસુરતી
ચાલ=રીત; ધારો
વખોડે=નિંદે

## પાઠ ૧૨.

### શબરી અને રામચં.

શબરી=એ નામની એક ભીલડી હતી
રામચંદ્ર=સૂર્યવંશી દશરથ રાજાના કૌશલ્યાથી થએલા પુત્ર
મુજ=હું
દાસડી=ચાકરડી
પરે=ઉપર
ધરીને=લાવીને
સ્વામીજી=ધણીજી
મુનિ=ઋષિ; તપસ્વી
મર્મ=છુપો ભેદ
કુશ=દર્ભ
નિત્યકર્મ=સંધ્યા વંદનાદિ કર્મ
દર્ભ=કુશ; દાભ
આશ્રમ=મઠ; આરામ પામવાની જગા
ભ્રમ=ભ્રાતિ; વહેમ
આહાર=ભક્ષ; ખોરાક
શ્રીકાર=સરસ
આગે=આગળ

| | | |
|---|---|---|
| અપવાસ=ભૂખી | રાણીઓમાંની પહેલી રાણી | સ્વસ્થ=શાંત |
| સંઘરી=એકઠા કરી | બદ્રીફળ=બોર | રઘુવીર=રામચંદ્રજી |
| સાર=સારા | મધુરાં=મીઠાં | વિરહ=વિયોગ |
| રાઘવ=રામચંદ્ર | મુજને=મને | નયને=આંખોએ |
| પ્રાયે=સરખા; જેવાં | તણો=નો | નયને વહે છે નીર = આંખોમાંથી આંસુ પડે છે |
| કંઇએ=કોઈ પણ જગાએ | પાર=છેડો | |
| | ભાવ=હોંસ; ઉમંગ | |
| નિર્મળ=પવિત્ર | ભાવ ધરી=હોંસથી | અધિક=વધારે |
| નેહ=સ્નેહ; પ્રીતિ | પ્રાશન=ખાવું; જમવું | સહી=સાંખી; સહન કરી |
| કૌશલ્યા=દશરથની ત્રણ | પાવન=ચોકખું; નિર્મળ | |

**સમજુતી**—મુજ ચાકરડી પર દયા લાવીને પ્રભુજી તમે દર્શન દેવાને સારૂં થયું કે પધાર્યા જેથી મારૂં મન માન્યું થયું. (૧) સ્વામીજી (રામચંદ્રજી) આ દર્ભ લઇને હંમેશનાં કામ ( સંધ્યા વગેરે ) કરો. આ દર્ભ ઘણો જુનો છે. તમે મુનિનો છુપો ભેદ કરો ( સમાધિ ચઢાવો. ) (૨) રામચંદ્રજીએ ત્યાં નિત્ય કર્મ કીધું પછી મઢમાં આવ્યા, શબરીએ ત્યાં ચાકરી કીધી તેથી મોટો વહેમ દૂર થયો. (૩) હે રામચંદ્રજી જે સારાં અમૃત સરખાં ફળ જાણ્યાં તે મેં ખુશીથી ખાઇને ચાખી ચાખીને આ મૂકયાં છે. ( ૪ ) જે મને મીઠાં લાગે તે કાપીને કરડી જોયાં છે. મેં પહેલાં એમ વિચાર્યું કે એ રામને માટે રાખું. (૫) તે દિવસની હું ભુખી છું મેં એક પણ ખાધું નથી; મેં તે સારાં તમારે માટે સંઘરી રાખ્યા. ( ૬ ) રામચંદ્રજી કહે છે કે તારા પવિત્ર પ્રેમને લીધે મને બહુ કરીને ( લગભગ ) અમૃત જેવાં મીઠાં લાગે છે; એવાં એ કોઇ ઠેકાણે ખાધાં નથી. ( ૭ ) જેવાં તારાં

મીઠાં બોર મને ભાવે છે તેવો સ્વાદ કૌશલ્યાના પીરસ્યામાં પણ આવતો નથી. (૮) સીતા હેતથી અમૃત સરખું ભોજન પીરસતી તેથી પણ આ મીઠાં લાગે છે; કારણ કે તારૂં હેત ઘણુંજ છે. (૯) મેં હેતથી એવું ભોજન કોઇ જગાએ ખાધું નથી, તેમજ હું ઘણા દહાડાનો ભૂખ્યો છું તેથી હેતથી ખાઉં છું. (૧૦) પછી રામચંદ્રજીએ ચોકખું પાણી પીધું ને શાંત થયા; પણ સીતાના વિયોગથી આંખમાંથી આંસુ પડે છે. (૧૧) શબરી સાચું કહું છું તે સાંભળ, તું મને કૌશલ્યા કરતાં વધારે વહાલી છે, મારૂં મન ઘણું કાચું છે તેથી હું સીતાનો વિયોગ સહન કરી શકતો નથી. (૧૨)

### પાઠ ૧૩.

ચાંદાં=એબ; ખોડ
નસીબદાર=ભાગ્યશાળી; ધારેલો લાભ સહેલથી મળે એવી
ખુદા=ઇશ્વર
ઉછેદીઉં=છોકરાં વગર મરી જાય તેની માલ-મત્તા મળે તે
ખોડો=ચાંદાં
આટો નીકળી જાય છે= સખત મહેનત કરવી પડે છે.
કાળજું ઠારે=સંતોષ પમાડે
વારસ=હકદાર
રણશીંગું=તતુડું
માંજરી=ભુરા ડોળાવાળી
ખોડીલો=ખોડવાળો
કરડી=આકરી; મારકણી
કન્યા=કુંવારી છોકરી
કદરૂપી=બેડોળ
અજવાળું કર્યું=આબરૂ મેળવી

### પાઠ ૧૪.

ભોજાઇ=ભાઇની વહુ
ચાવલી=બહુબોલી
મીઠું મરચું ભભરાવે= વાત રસિક કરવા માટે પોતાના તરફના શબ્દ ઉમેરે
ઠપકો=ગુનાહના બદલામાં કડવાં વેણ કહેવા તે
દાવો=હક
દાખવશે=બતાવશે
મહેણું=ટોણું
લાજ=આબરૂ
પોળને મોઢે=પોળમાં પેસતાં
ગાંઠીઓ તાવ=તાવ સાથે ગાંઠ નીકળે એવો રોગ; પ્લેગ
ખરાખરી=ખરૂં ખોટું નક્કી કરવું તે

વગોણું=ફજેતી; નિંદા
શિક્ષા=સજા
પાત્ર=લાયક
અસર=લાગણી
શેરડા પડવા=શરમાઇ જવું; કોલવાઇ જવું; લજવાઇ જવું
વલે=હાલ; ફજેતી

**પાઠ ૧૫.**

ગાળવા=ગુમાવવા
કાળજી=ફીકર; ચિંતા
સંભાળ=બરદાસ
ફરિયાદ=રાવ
વિતાડયું=દુ:ખ દીધું
હેરાન=દુ:ખી
ગેરહાજરી=હાજરી નહિ તે
નિશ્ચય=ઠરાવ
ફેર=ફરક; તફાવત
કુટેવ=ખરાબ આદત
ચેન=સુખ
લવરી=લવારી
દાકતર=અંગ્રેજી દવા કરનાર
પટાવીને=ફોસલાવીને
શોકવાન=દીલગીર; શોકાતુર
લેવાયું=નખાયું; કમશકિત થઇ
ગોઠવણ=બંદોબસ્ત
મંદવાડ=બિમારી; રોગ
છોકરવાદી=નાદાની
પસ્તાવો=દીલગીરી; અફસોસ

**પાઠ ૧૬.**

**ગર્વ વિષે.**

ગર્વ=અહંકાર; અભિમાન
છલકાશો=ફુલાશો
ફુલણજી=વખાણથી રાજી થઇ ખર્ચ કરનાર
ગાઠા=હાર્યા
અધવચ=વચ્ચોવચ
આટા=લાણુ
ખૂટયાં=ઓછાં થયાં
ખર્વ=અબજ પછીની સંખ્યા; હજાર કરોડ
સોડ=બાજુ; પાસું
કંસ=કૃષ્ણનો મામો
રાવણ=લંકાનો રાજા
બોધ=ઉપદેશ; શિખામણ
દ્રોપદી=અગ્નિ કુંડમાંથી નીકળેલી દ્રુપદ રાજાની પુત્રી
ભારે=ઘણું
લાજ=આબરૂ
દુર્યોધન=ધૃતરાષ્ટ્રનો વડો પુત્ર, એ અને એના ૯૯ ભાઇ કૌરવ કહેવાતા
ગરવ=અહંકાર; ગર્વ
પસ્તાશો=દીલગીર થશો
પે'લી=પહેલી
હુંપદ=અહંકાર; મારાપણું
મેલી=મૂકી
ફાળ=કુદકો
શિર=માથું

| | | |
|---|---|---|
| ભાળે=જુએ | બાળી=બાળા; છોકરી | ખરૂં રૂપ=મૂળ સ્વભાવ |
| ભણુતર=શિક્ષણ | પોત=સ્વભાવ | ખોલે=ઉઘાડું પાડે |
| પાણીમાં પડયું=નકામું ગયું | હદપાર=ઘણું | તરણું=તણખલું |
| | તુચ્છપણે=તોછડાઈથી | તોલે=બરાબર |

**સમજુતી**—એનો અહંકારથી છલકાઈ જશો નહિ મતલબ કે અહંકાર કરશો નહિ, વખાણથી ફુલાઇ ખર્ચ કરી ફુલાશો નહિ બધા માણસો અહંકારથી હાર્યા ને તેઓ ગામ મૂકીને અધવચે નાઠા, અહંકારથી ઘણા માણસના ઘાણ નીકળ્યા. (ટેક) (૧) ઘણા રાજ ગર્વથી નાશ પામ્યાં, જે પૈસા ખર્વની સંખ્યામાં ગણાતા તે પણ ખૂટી ગયા, અને બધાએ મરણ પામ્યા. (ટેક) (૨) અભિમાની કંસ પણ કેવો મુઓ! અને રાવણ જેઓ પણ મરી ગયો. એ બેથી તો ખરી શિખામણ લેવી. (ટેક) (૩) જ્યારે દ્રોપદીને દુર્યોધને ઘણું દુઃખ દીધું અને તેની આબરૂ લેવા ઉભો થયો ત્યારે તે પાપી મુઓ. (ટેક) (૪) જે મનમાં અહંકાર રાખે તે ઘેલી પુરી પસ્તાશે માટે અહંકાર છોડી દઇને મન મોટું રાખો. (ટેક) (૫) કુતરૂં કોઇ ગાડા નીચે ચાલે તો તે ગાડાનો સઘળો ભાર પોતાને માથે જુએ અને તેથી તે ફુલાઇને કુદકા મારી ડગલાં ભરે, જાણે કે ગાડાનો સઘળો ભાર હુંજ ઉપાડું છું. (ટેક) (૬) જો બાળા ભણી ગણીને ગર્વને જીતે નહિ, અને સારૂં નઠારૂં વિચારે નહિ તો તેનું ભણતર નકામું ગયું સમજવું. (ટેક) (૭) હું બધાથી રૂપાળી અને ડાહી છું, મારા જેવી કોઇ છોકરી નથી એવું અહંકારવાળી હોય તેજ બોલે. (ટેક) (૮) જે પુરૂં ભણેલું હોય તે પોતાનું પોત બતાવે નહિ, અને કદાપિ અહંકારથી હદ પાર બોલે પણ નહિ, પણ જેમ અધુરો ઘડો હોય

તેમ છલકાય, તેમ જે થોડું ભણેલી હોય તેજ અહંકાર કરે. (ટેક) (૯) જે બીજાને તોછડાઇથી બોલે તે પોતાનું સ્વરૂપ (સ્વભાવ) ઉઘાડું પાડે છે મતલબ કે હું અહંકારી છું એમ બતાવે છે. તેની આબરૂ તણખલાની બરાબર રહે. મતલબ તેની આબરૂ બીલકુલ રહેતી નથી. ( ટેક ) (૧૦)

### પાઠ ૧૭.

વઢકારી=વઢકણી; લડાઇ કરનારી
બહાનાં=ઓઠાં
વારો=ખેપ; વખત
છુટકો=નિકાલ
શોક=દીલગીરી
વળગો=લાગો
આય=શક્તિ; બળ
મુનિવ્રત=મુંગા રહેવું તે
ઉકળી=ખીજવાઇ
માર્ગ=ઉપાય
ખોળ=શોધ
દોઢ વાંક=એકનો આખો અને બીજાનો અડધો
વઢવાડ=લડાઇ
મિથ્યા=ફોકટ
ભાર=વક્કર
સોબત=સંગત
ફળ=પરિણામ
જૂઠ=જુઠાણું; ખોટાઈ
અવગુણ=ખરાબ ટેવ
બનાવ=વાત; વિગત.
સુચાલ=સારી ચાલ
જેવી સોબત તેવી અસર=જેવા માણસની સંગત હોય તેવા ગુણ આવે
**સમજુતી**-જો નઠારી સોબત મળે તો નઠારાં કામ કરાય; સારી સોબતથી હંમેશાં સારી ચાલ ચલાય

### પાઠ ૧૮.

**વરસાદની ઝાડીઓ.**

ઝડીઓ=વરસાદના ઉપરા ઉપરી ઝાપટાં
વેગવાળી=ગતિવાન
ભાળી=જોઇ
નભ=આકાશ; ગગન
છઈ=ઢાંકી
રવિ=સુરજ
પળતી=દોડતી
છટાથી=ચપળતાથી
ધાડી=ઝડી
આંધી=વંટોળીઓ; વાવાઝોડું
ઘટા=ભરાવ
મીચીને=બંધ કરીને
વીજ=વીજળી
ગાજે=ગર્જના કરે
ઇંદ્રરાય=મેઘરાજા; વરસાદ
ટૌકા=ટહુકા

| | | |
|---|---|---|
| તહુકો=એકદમ રીસમાં કાઢેલો અવાજ | નાવજ=વહાણુંજ | કાયર=હેરાન |
| મુસળધાર=જાડી ધારમાં પડતો હોય તેવો; જોરમાં પડતો હોય એવો | પૂરપાટ=ઝપાટાબંધ | મેઘજળ=વરસાદનું પાણી |
| | નીકો=પાણી જવાનો માર્ગ; ગટર | ત્રાસે=કંટાળે |
| | નિકોરી=મોરી; પાણી જવાનો સાંકડો માર્ગ | તૃણ=ઘાસ |
| | | ધરતી=જમીન |
| પેખો=જુઓ | સરો=સરોવર; તળાવો | છવાઇ=ઢંકાઈ |
| મેડક=દેડકો | ખેડુ=ખેડુત | શું=કેવી |
| જોસભરી=જોસબંધ | પ્રવાસી=મુસાફર | સહુ=બધા |

**સમજુતી**—કાળી, વેગવાળી, રૂપાળી, ઘણી વાદળીઓ આકાશમાં જતી તે જોઈ, તે (વાદળી) સુરજને ઢાંકીને છટાથી દોડતી તેથી તેની ઘણી જાડી ઘટાથી વંટોળીઓ થયો. (૧) ઘણી વીજળી થાય છે તેથી આંખો મીચીએ છીએ, ઘણા જોરથી મેઘરાજા ગર્જના કરે છે તેનો જવાબ મોર ટહુકો કરી આપે છે, સિંહો એકદમ રીસમાં અવાજ કાઢે છે ને માથું અફાળે છે, (કારણ કે સિંહ સમજે છે મારા કરતાં બળવાન કોઈ નથી ત્યારે આ અવાજ કોણ કરે છે એમ સમજી એકદમ રીસમાં આવી અવાજ કાઢી માથું પટકે છે) (૨) મુસળધાર પાણી પડે તે તમે જુઓ, દેડકો ડેંડું કરે છે તે જુઓ. જોસબંધ ઝપાટાથી નદી ચાલે છે તે જુઓ, ઝપાટાબંધ વહાણ ચાલે છે તે જુઓ. (૩) નાની મોરીઓ અને ગટરો પાણીથી ભરાઇ અને સરોવરમાંથી પાણી છલકાઇ જાય છે; ખેડુત અને મુસાફર વરસાદથી ભીંજાઇ ગયાં છે, તેથી તેઓ ઝાડો નીચે ઉભા રહ્યા છે. (૪) પેલાં પશુઓ વરસાદથી કંટાળીને નાસે છે, વળી પક્ષીઓ વરસાદના પાણીથી

કંટાળે છે; લોકો ઘરો બંધ કરીને ભરાઇ બેઠા, તેઓ ટાઢથી ધ્રૂજે છે તેથી તાપણી લઇ બેઠા છે. (૫) લીલા ઘાસથી પૃથ્વી ઢંકાઇ છે તેથી હે! બાઇ ઇશ્વરની વાડી (આ દુનિયા) શું બની રહી છે! વરસાદથી દાણા, ફૂલો અને ફળો થવાનાં તેથી બધા લોકોનાં દુઃખ જવાનાં. (૬)

### પાઠ ૨૦.

દયા=રહેમ; મહેર
દાન=ધર્મ બુદ્ધિથી આપવું તે
છાતીફાટ=ઘણું
હડખાયું=હડખવા લાગેલું
ઓરવા=રાંધવા
ખરા દીલથી=ખરા મનથી
ઠઠ=જમાવ; ટોળું
રાહ=વાટ
આશીશ=સારી દુવા; આશિર્વાદ
આગ્રહ=કાલાવાલા
સ્વાર્થી=મતલબી
પરગજુ=પારકાનું ભલું કરનાર; પરોપકારી
રૂઠે=નારાજ થાય; કોપે; ગુસ્સે થાય
બક્ષીસ=ભેટ; સરપાવ
હર્ષ=આનંદ; હરખ
અરે=કાળજી; ફીકર
ઉર=મન; દીલ
સુપાત્ર=લાયક; યોગ્ય
સાથ=સાથે

**સમજુતી**—દુઃખી પ્રાણીને જોઇને જે માણુસ મનમાં તેના દુઃખ દૂર કરવાની કાળજી રાખે અને દયાળુ થઇને દાન (કરે) કરી જાણે; લાયકને આપેલું દાન તે સારૂં દાન છે; કહે છે કે હાથે દાન કરશે તે સાથે આવશે.

### પાઠ ૨૧.

મલીદો=કંસાર
નવરાસ=ફુરસદ
રોટી=રોટલી
ચાવલ=ચોખા
ખોટ=તંગાશ; તંગી
અસર=પાસ
વિસારે પડી=ભુલી ગઇ
સ્થિતિ=હાલત; દશા
તક=દાવ; લાગ
પોટકી=પોટલી
બંદગી=સ્તુતિ; વખાણ
લાખ=ઝાડનો રાતો ચીક
રજેરજ=જરેજર
શરમ=લાજ
લાભ=ફાયદો

### પાઠ ૨૨.

### આળસ વિષે.

આળસ=સુસ્તાઇ
બંધીવાન=કેદી
શીદ=શા માટે

વણ=વગર
વણ વાંકે=વગર ગુને
નુકસાની=હાનિ
દાઝ=બળાપો
નવ=નહિ
રાય=રાજા
તજી=છોડી
સહીએ=ખમીએ; વેઠીએ
કર=હાથ
વશ=તાબે
ડગ=ડગલું
ચરણ=પગ

હેડ=જે મોટાં કોરેલાં લાકડામાં ગુનેગારનો પગ ઘલાવી રાખવામાં આવે છે તે
ધરી=નાખી
વારી=અટકાવી; ખાળી
ભણતર=ભણવું તે
લાભ=નફો; ફાયદો
લણવા=ભેગા કરવા; મેળવવા
જર=પૈસો; નાણું
જશ=આબરૂ

દરિદ્રતા=ગરિબાઇ; ભિખારીપણું
અવગુણકારી=અવગુણ કરનારી; નુકસાનકારક
નિશ્ચે=નક્કી
સ્વપ્ને=સ્વપ્નામાં
જડ=મૂગા
જામે=ફેલાય
વિસ્તારે=ફેલાવે
પામે=મેળવે.
સમી=બરાબર; જેવી

**સમજુતી**—આ આળસડી તું શા વાસ્તે કેદી બનાવે છે? વગર વાંકે કામ ભુલાવીને શા માટે હાનિ કરાવે છે? કોઈ ઉદ્યમ કરતાં ખાળે તો તેના પર મનમાં બળાપો થાય, પણ તારા પર તો જોર ફાવતું નથી, ઓ આળસડી તું શા વાસ્તે કેદી બનાવે છે વગર વાંકે કામ ભુલાવીને શા માટે હાનિ કરાવે છે? (૧) જો રાજાની આજ્ઞાથી ધંધો છોડી દઇને બેસી રહીએ તો (નુકસાની વેઠવી) નુકસાન થાય; તો તે રાજાને જુલમી કહીએ. (ટેક) (૨) હે! આળસડી તેં જેના હાથ (આળસરૂપી) બંધનથી બાંધી લઇ કબજે કર્યા, તેણે તો તરતજ ધંધો છોડી દીધો. (ટેક) (૩) જે તારે તાબે થાય એટલે આળસ કરે તે એક ડગલું પણ ચાલી શકે નહિ જાણે કે તેના પગમાં હેડ ઘાલી હોયની! તું જબરી અને જુલમીજ છે. (ટેક) (૪) તું વાંચતાં અટકાવે, જાણે

કે આંખે પાટા બાંધ્યા હોયની ! તે તરત પુસ્તક (વાંચવાનું) છોડી દે છે. (ટેક) (૫) તું ભણતર ભણવા દેતી નથી. તેમજ પરમેશ્વરના ગુણ ગણવા દેતી નથી; મતલબ કે પરમેશ્વરનું ભજન કરવા દેતી નથી; તું વધારે ફાયદો મેળવવા દેતી નથી. (ટેક) (૬) તું પૈસા કે આબરૂ મેળવવા દેતી નથી. મિત્રોને મળવા દેતી નથી; તેમજ શિખામણ સાંભળવા પણ દેતી નથી; (ટેક) (૭) તું ગરિબાઇ આપનારી છે, તેમજ શરીરને નુકસાન કરનારી છે; તું નકટી બહુજ નઠારી છે. (ટેક) (૮) અમે તારાથી મનમાં બહુ બીએ છે તેથી સ્વપ્ને પણ તને સંઘરીશું નહિ; તને વેરી સમજીને હંમેશાં દૂર કરીશું મતલબ કે તને અમારા શરીરમાં પેસવા દઇશું નહિ. (ટેક) (૯) તારા મૂળ ધીમે ધીમે ફેલાય છે, અને પછી તો બરાબર ફેલાવો પામે છે. તને દલપતરામ કવિએ રોગી જેવી દીઠી. મતલબ કે રોગીને જોવાથી જેમ ચીતળી ચઢે તેમ તને જોઈ દલપરામને ચીતળી ચઢી. (૧૦)

**પાઠ ૨૩.**

સત્તા=હકુમત
તાગ=છેડો; અંત
અસંખ્ય=અગણિત
અપાર=પાર વગરનું
વાવાઝોડું=પવનનું તોફાન
ચાહ=પ્રેમ
કાટકા=મોટા અવાજ
છળવું=ડરવું
દેવળ=દહેરું
અતિવૃષ્ટિ=ઘણો વરસાદ
દુકાળ=અનાજ પાણી ન મળે એવો વખત
હિમ=બરફ
ધરતીકંપ=જમીનનું હાલવું તે
જવાળામુખી=બળતો પહાડ
ભયંકર=ભયાનક
આનંદકારી=આનંદ આપનાર
મંદમંદ=ધીમો ધીમો
સુખકારક=સુખ કરનાર
નિરંતર=હંમેશાં
અદ્‌ભુત=ચમત્કારી
ઝીણો=ઉંડો
આશ્ચર્ય=નવાઇ
દીંગ=તાજુબ
અનંત=જેનો છેડો

નહિ તે; પાર વગરનું
ઘોડા=મોજાં
છાયા=પડછાયો; ઓળો
સ્વપ્નાવશ=સ્વપ્નાં આવે તેવી સ્થિતિ

પાઠ ૨૪.

વિસાત=ગણતરી; હિસાબ
ઇંદ્રિયો=જે વડે કામ અને જ્ઞાન થાય છે તે
બ્રહ્માંડ=વિશ્વનો ગોળો
કાર્યો=કામો
સમર્થ=બળવાન
વ્યાપી=ફેલાયલો
સર્વ શક્તિમાન = બધી શક્તિવાળો
સર્વવ્યાપી=બધે ફેલાએલો
સર્વજ્ઞ=સઘળું જાણનાર
આપોઆપ=પોતાની મેળે
હેતુ=મતલબ
ઋતુ=રત; મોસમ
દયાવાન=દયાળુ
આરોગ્ય=તંદુરસ્ત

સોસવું=વેઠવું; ખમવું
પૂર્ણ=પુરું
નારાજ=નાખુશ
ભાવ=આસ્થા; શ્રદ્ધા
પ્રાર્થના=અરજ; વિનંતી

પાઠ ૨૫.

બાળાઓને બોધ.

બાળા=બાળકી
બોધ=ઉપદેશ
પ્રભાત = સૂર્યોદય થતાં પહેલાં જ્યારથી ઝળહળું થવા માંડે છે ત્યારથી સૂર્યોદય થતાં સુધીનો વખત તે; મળસકું; વહાણું
પરમ=મોટા
પરમેશ=મોટા ઇશ્વર
લીજે=લઇએ
પૂર=પૂરો
ઉત્સાહ=હોંસ; ઉમંગ
કાજ=કામ
સ્નાન=નહાવું તે

ભોગ=દુઃખ ભોગવવું તે
ઇશ=ઇશ્વર
આરાધીએ=પુંજીએ; ભજીએ
જંજાળ=ખટપટ
પદ=રાગ
પ્રણમીએ=નમીએ
રે'મ=રહેમ; મીઠી નજર
ભાંડુ=ભાઇબેન વીગેરે
ભ વ=પ્રેમ
આણી=લાવી
ઉલટ=ઉમંગ; હોંસ
ઉચરીએ=બોલીએ
મધુરવાણી=મીઠા શબ્દ
ઠાઠ=ભપકો
ઘોંઘાટ=અવાજ
સમય=વખત
કોટી=કરોડ
આગે=અગાડી
રંગ=પાસ
ખંત=કાળજી
સકળ=બધા; સઘળા
કા'ન=કહાન કવિ

**સમજુતી**—સૌ બેનો હંમેશાં સવારમાં ઊઠીને; મોટા પરમેશ્વરનું નામ લઇએ, પછી ખરો ઉમંગ અને આનંદ મનમાં લાવીને સઘળાં કામ બરાબર કરીએ, સૌ બેનો હંમેશાં સવારમાં ઊઠીએ. (૧) નહાવાથી શરીર સુધરે છે અને રોગના ભોગ થતા (રોગનું દુઃખ ભોગવતા) બચીએ છીએ; ચિત્તને સુધારીએ, પરમેશ્વરને ભજીએ અને જગતની ખટપટમાં ફસીએ નહિ. (ટેક) (૨) મા અને બાપના પગને હેતથી નમીએ મતલબ કે માબાપને પગે લાગીએ, ભાઇબેનમાં મીઠી નજરથી હેત લાવીએ, ઘરનું સઘળું કામ ઉમંગથી શીખીએ, અને મોઢેથી મીઠી વાણી બોલીએ. (ટેક) (૩) જ્યાં આઠ વાગે કે ઠાઠ મૂકી દઇને અવાજ કર્યા વગર પ્રેમથી પાઠ કરો નાનપણનો વખત શીખવાને માટે સારો છે આગળ કરોડો ઉપાયથી એ (વખત) મળશે નહિ. (ટેક) (૪) સારા માણસની દોસ્તીનો પાસ હંમેશાં લેવો મતલબ કે સજ્જનની દોસ્તી હંમેશાં કરવી અને નઠારા માણસને જોઇ આઘા ખસવું મતલબ કે દુર્જનની દોસ્તી કરવીજ નહિ; સુખમાં અને દુઃખમાં જીવ આનંદમાં રાખવો એમ શરીર અને મનને ઘણું કસવું. (ટેક) (૫) કાળજી રાખીને સઘળા સારા સદ્‌ગુણો શીખવા અને હંમેશાં સારી વાત પણ સાંભળો તોજ આ લોક અને પરલોક સુધરે મતલબ કે મૃત્યુ લોક અને સ્વર્ગ લોક બંને કામ સધાય કહાન કવિ કહે છે કે ઉપલી શિખામણો પ્રમાણે જે નારીઓ ચાલશે તેની નિંદા થશે નહિ. (ટેક) (૬)

**પાઠ ૨૬.**

પૂર=રેલ

મુશ્કેલ=અઘરી

તરાપો = વાંસ બાંધીને ટટ્ટી જેવું કરે છે તે

દોર=દોરી

વાત્રક=ખેડા જિલ્લામાં નદી છે

ભેખડ=ટેકરાનો ઝૂલતો ભાગ

ઢીચણપુર=ઘુંટણ જેટલા

ભમરા=વમળ; પાણી ગોળ

ચક્કર ખાય છે તે
પટ=પહોળાઈ
છોળો=મોજાં
વિઘ્ન=હરકત; ઈજા
પોચા કાળજાંની=બીકણ
છળી=ડરી
• અધખોલો=એક બાજુ એ થોડો ઉઘાડો

પાઠ ૨૭.

પરિણામ=છેવટ; ફળ
કેફી=ઘેન ચઢે એવો;માદક
અસર=ફળ; પરિણામ
પ્રમાણ=માપ
તદ્દન=બીલકુલ
અશકત=શકિત વગરનું; કમજોર
વ્યસની=ટેવવાળો
મુશ્કેલ=અઘરૂં
સુસ્તી=બેચેની; આળસ
રસ્તો=ઉપાય; ઇલાજ
વપરાશ=વાપર; ઉપયોગ
કસુંબો=અફીણનું પાણી
રિવાજ=ધારો
જ્ઞાતિ=જાત
પ્રસંગોએ=વખતે
જુસ્સો=જોમ; જોર
હૃદય=લોહીની ટાંકી
જ્ઞાનતંતુ=મગજને ખબર પહોંચાડનાર તાંતણા
આંતરડું=પેટના ડાબા છેડાથી તે ગાંડની કુલી લગીની નળી
ઉત્તમ=સૌથી સરસ; શ્રેષ્ઠ
અંશ=ભાગ
પાસ=અસર
અકાળ=કવખતે
સેવન=કામમાં લેવું તે
સંભાળ=બરદાસ
છૂટથી=મરજી મુજબ
ખલેલ=હરકત; અડચણ
તંદુરસ્તી=સુખાકારી
બંધી=મના; મનાઇ
ચોકી=પહેરો; તપાસ
ઇજારો=પરવાનો; પરવાનગી; કંટ્રાકટ
ઇજારદાર=ઇજારો રાખનાર; કંટ્રાકટર
બદી=દુરાચરણ; ખરાબ ટેવ

પાઠ ૨૮.

નદીનો પનઘટ.

પનઘટ=ઓવારો
વિમળ = મેલ વગરની; સ્વચ્છ; નિર્મળ
વારિ=પાણી
છીપે=પાણી
તરસ=પ્યાસ; શોષ
બેડું=ગાગર ને ઘડો
શિર=માથું
શિરપરે=માથાપર
રવ=અવાજ
ઉર=મન
નાવડી=હોડકું
નૌકા=હોડી; વહાણ
જહાજ=મોટું વહાણ
વિદેશે=પરદેશે
લા'વો=ઓરીઓ; ઓરતો
વણજ=વેપાર
નફો=ફાયદો; લાભ
વિશેષ=વધારે
કીઓ=કોઈ

| | | |
|---|---|---|
| બગ=બગલો | વામે=દૂર થાય | તરુ=ઝાડ |
| ધ્યાન=સ્મરણ | નભ=આકાશ | છાંય=શીળો; છાંયડો |
| મચ્છ=માછલાં | વિષે=માં | ધસારે=ઝડપથી |
| તયારી=તૈયારી | નભવિષે=આકાશમાં | સિંધુ=દરીઓ |
| પુરણ=પુરૂં | તહાં=તે ઠેકાણે | ગમન=જવું તે |

**સમજુતી**—આ દહાડામાં (ફાગણ ચૈત્રમાં) ઓવારા પર ઉભા રહીને નિર્મળ, વાંકડી નદીને જતી જુઓ; તે બહુ શોભે છે; તેમાં (નદીમાં) કાચના જેવું ઘણું ચળકતું પાણી વહે છે. તેનું મીઠું પાણી પીવાથી મોંઢામાંની તરસ મટે છે. (૧) ત્યાં જઇને બાયડીઓ અને પુરુષો હોંસથી નહાય છે કેવાં તરે છે! ને ગમતમાં રમીને ખુશી થાય છે! કોઈ (લુગડાં) ધૂએ છે. કોઈ ઝડપથી પાણી ભરીને મનમાં ઉમંગ લાવીને માથા પર બેડાં મૂકે છે. (૨) મોજી માણસો સ્વચ્છ (જેમાં કાદવ પાણી ન હોય તેવી) હોડીઓ ચલાવે છે; જુઓ વહાણ માલ લઇને ઝડપથી આવે છે; ઘણા માણસો મોટા વહાણમાં બેસી (વેપાર માટે) પરદેશ જાય છે; વેપારમાંથી ઘણા લાભ અને લા'વો મળે છે. (૩) સારી ચળકતી ઘણી માછલીઓ કૂદે છે, પણ કયો આછી પકડશે તે તે જાણે નહિ. વળી બગલાઓ (શિકારને માટે) ઘણું સારી ધ્યાન રાખી બેઠા છે, તેઓ માછલાને લેવા ઝડપથી તૈયારી કરે છે. (૪) પશુ પક્ષીઓને પુરેપુરૂં (જોઇએ તેવું) સુખ મળે છે; કારણ કે સારૂં ચરવાનું મળે છે, જેથી ભૂખનું દુઃખ દૂર થાય છે, આકાશમાં ચંદ્રમા ખીલીને તે (ચંદ્રમાનું પ્રતિબિંબ) પાણીમાં પડીને ત્યાં વારંવાર તરતો હાલે તે જુઓ. (૫) કિનારા પર ઉગેલાં ઝાડો બહુ સારો છાંયડો કરે છે, પક્ષીઓ કૂદે છે ને અવાજ કરે છે, (બોલે છે)

અને વળી ઊડી જાય છે, તે ચાલાક વાંકી ચુંકી ધસારા બંધ ચાલતી સમુદ્ર ભણી જવાને માટે ધ્યાન રાખે છે. (૬)

પાઠ ૨૯.

ઘેરાવો=ફરતો ઘેર
ખરી ઉંચાઇ=સરાસરી ઉંચાઇ
ચઢણુ=છેક ઉપર ચઢવાનો માર્ગ; ઢોળાવ
કિલ્લેબંધી=કિલ્લા કોટનું કામ
બુરજ=ઘુમટ
હૈયારખી=છાતી સુધી આવે એવી
નરદમ=એકલા; નર્યા
વાર=યાર્ડ; ત્રણ ફુટ
સ્થિતિ=હાલત
ભવ્ય=ઘણાં મોટાં ને શોભીતા
ખંડેર=પડી ગએલી ઇમારતો
ખડક=ખરાબા
ઉપલાણુ=ઉપરના ભાગે
પતાઇ રાવળ=પાવાગઢનો ધણી; તેના વંશજ બારીઆ ને છોટાઉદેપુરના રાજા છે
છાતી રેકું=છાતી બરાબર ઉચું
ખાઇ=ખાડી
પીર=મરણ પામેલા મુસલમાન સાધુ
દેરડી=દેવડી
દંતકથા=મોઢાની ચાલતી ખરી ખોટી વાત
વેષ=સોંગ; દેખાવ
અલૌકિક=માણસમાં ન હોય તેવું; દેવીના જેવું
રૂપ=ખુબસુરતી; દેખાવ
પાલવ=લુગડાંની કોર
શ્રાપ=બદદુવા
ખરાબી=પાયમાલી
તળેટી=પર્વતના મૂળ આગળની જગો
દિવાન=પ્રધાન; વજીર
ચૌટાં=બજારો
આબાદ=સુખી

પાઠ ૩૦.

સંતોષી=સંતોષવાળો
વિદ્વાન=પંડિત; ભણેલો
પરમાર્થી=બીજાનું સારૂં કરનાર; પરગજુ
સુબોધ=સારો બોધ; સારી શિખામણ
માર્ગ=ઉપાય; ઇલાજ
કૃપા=મહેરબાની
વાંઝીઉં=છોકરા વગરનું
વિઘ્ન=હરકત
ઓછું આવે=મન કચવાય
સ્વામી=ધણી; વર
આરોગ્ય=તંદુરસ્ત
સાધન=સાહિત્ય; સામગ્રી
હેરાન=દુઃખી
ખોટ=નુકસાન; ટોટો
અસંતોષ=સંતોષ નહિ તે
સંતોષી તે સદા સુખી=જે માણસ સંતોષ રાખે છે તે હંમેશાં સુખી રહે છે.

મંત્ર=ગુપ્ત વિદ્યા
સંભારવુ=યાદ કરવું

પાઠ ૩૧.

રાજગીત

રાજગીત=રાજા સંબંધી ગાયન
રક્ષ=રક્ષણ કર
દેવ=ઇશ્વર
પ્રૌઢ=મોટા
જયવંત=જશવાળા
કીર્તિ=મોટાઇ
યશ=જશ
લંબાવ=વધાર; ફેલાવ
જગદીશ=જગતનો ધણી; પરમેશ્વર
વેરી–શત્રુ
વિખેરવા=જુદા પાડવા
રૂઠ=ગુસ્સે થા
કાળ=મોત

કાળ આણુ=મારી નાખ
બંધ પાડ=બેસાડ
દ્વેષ=કીનો; વેર
કલેશ=કંકાસ; કજીઓ
જ્ઞાન=સમજણ; અક્કલ
હુન્નર=કસબ; કળા
અમઘેર=અમારે ઘેર
જંપ=નિરાંત
સંપ=એકમેક
સધો=મળો; થાઓ
કલ્યાણ=રૂડું
કાળ=વખત
ગંજ=ઢગલો
શ્રેષ્ઠ=ઉત્તમ
જાથુ=હમેશ. કાયમ
ક્ષેમ=સુખ; આરોગ્ય
સદભિમાનને=સારી ઉંચી લાગણીથી; સારૂં અભિમાન મનમાં લાવી

પૂજ્ય=પવિત્ર; પૂજા કરવા જોગ
પ્રત્યે=તરફ
પાંખમાં=છાયામાં; આશરામાં
ધર=રાખ
શક્તિમાન=જોરાવર
રાજેશ્વર=રાજાના પણ ધણી; પ્રભુ
મહાજ્ઞાની=મોટા જ્ઞાન વાળો; ઘણા જ્ઞાનવાળો
પ્રાર્થના=સ્તુતિ
શુભકાર=સારૂં કરનારી; કલ્યાણક કરનારી
પાર=સુધી
રાજભકત=વફાદાર
એકદીલ=સંપ
સ્વીકાર=કબુલ કર

**સમજુતી**—હે પરમેશ્વર ! તું મોટા રાજા (પાંચમા જ્યોર્જ)નું રક્ષણ કર, એ મોટા ( પાંચમા જ્યોર્જ ) ઘણાં વરસ જીવજો, હે ! પરમેશ્વર તું મોટા રાજાનું રક્ષણ કર. એમને ઘણા કીર્તિવાન બનાવ. મોજમજા, મોટાઇ અને આબરૂ આપ. અને બહુ વરસ એમનું રાજ

અમારા ઉપર રાખ, હે પરમેશ્વર તું મોટા રાજાનું રક્ષણ કર. (૧) હે જગતના ધણી પરમેશ્વર તું ઊઠ, એના શત્રુઓને છુટા પાડવા તું ગુસ્સે થા; અને તેમને મારી નાખ. બધી અદેખાઇ અને કજીઓ મટાડી દે; અને અક્કલ અને કળાનો વધારો થાય એવું કર. અમારે ઘેર હંમેશાં નિરાંત, સંપ અને કલ્યાણ થાય એવું કર (૨) મોટા જ્યોર્જ રાજા પર હંમેશાં જોર, આબરૂ ને સુખનું ઢગલાબંધ ઉત્તમ દાન કર. (મતલબ તું એમને જોર, આબરૂ ને સુખ હંમેશાં ઘણું આપ) સારી ઉંચી લાગણીથી ગરીબ અને તરંગર અથવા પ્રજા અને રાજા એમનું રાજ પવિત્ર છે એમ જાણે અને જ્યાં ત્યાંના લોક એમનાં નામ પર હેત આણે એમ કર (૩) હે ! સર્વ શકિતમાન રાજાઓના પણ રાજા, મોટા જ્ઞાનવાળા પ્રભુ, તું એમને તારા આશરામાં રાખ. પૂર્વ કિનારાથી પશ્ચિમ કિનારા સુધી એટલે આ પારથી પેલે પાર સુધી દુનિયામાં કલ્યાણ કરનારી ઘણી પ્રાર્થના થાય એમ કર અને વહાલાંરનો સંપ કબુલ કર. હે ! પરમેશ્વર તું મોટા રાજાનું રક્ષણ કર. (૪)

ભાગ ૨ જો.

પાઠ ૩૨.

સીતા=રામની સ્ત્રી; જનકની પુત્રી; જાનકી
જનક=મિથિલાપુરીના રાજા
રામચંદ્ર=દશરથના પુત્ર
બાગ્રેજ=જવલ્લેજ
સ્વયંવર=ઇચ્છાવરને માટે જે સભા ભરવી તે
ખ્યાતિ=વખાણ; તારીફ
વરવા=પરણવા
અયોધ્યા=સરયુ નદીને કાંઠે એ શહેર છે
દશરથ=અયોધ્યાના સૂર્યવંશી અજ રાજાના પુત્ર
વરમાળા=વરને પહેરાવવાની માળા
આરોપી=પહેરાવી
કૈકયી=દશરથની નાની રાણી
ખટપટ=કપટ; જંજાળ
વનવાસ=વનમાં રહેવું તે
ખિન્ન=દીલગીર; દુ:ખી
સ્વામિનાથ=પતિજી
વિખુટી=જુદી
સમજુત=સમજણ
એકની બે થઇ નહિ=માન્યું નહિ
છેવટ=આખર

માણું=ભોગવું
વિયોગ=જુદા પડવું તે
સાથ=સંઘાત
સહન કરીશ=વેઠીશ
તત્પર=તૈયાર
અથાગ=ઘણો
આગ્રહ=હઠ
અતિશય=ઘણોજ
ખાતર=માટે; વાસ્તે
છળભેદ=કપટ
હરણ કરી ગયો=છાની રીતે લઇ ગયો
લંકા=સિંહલદ્વીપ. એ હિંદુસ્તાનની દક્ષિણમાં બેટ છે
અશોકવાડી=વાડીનું નામ છે
નાજુક=દુઃખ ન સહન કરી શકે એવી; કોમળ
આંખ ફેરવીને=ગુસ્સે થઇને
ધમકી=બીવડામણ; દમ
દૃઢતા=અડગપણું; પાકો નિશ્ચય
સીતાના વીત્યાં=સીતાજીને જેવાં દુઃખ પડયાં તેવાં મેં વેઠયાં.

પાઠ ૩૩.

પુરાણો=હિંદુઓના એ નામનાજુનાઇતિહાસના ગ્રંથો ( પુરાણ અઢાર છે )
શ્રીકૃષ્ણ=દેવકીના પુત્ર; પરમાત્મા
જાદવકુળ=યદુકુળ. એ કુળનો મૂળ સ્થાપનાર યદુ નામનો રાજા હતો તે ઉપરથી એ નામ પડયું છે
દ્વારિકા=કાઠિઆવાડના વાયવ્ય કોણમાં આવેલું શહેર છે ( હાલ એ ગાયકવાડ સરકારને તાબે છે. એમાં રણછોડજીનું દહેરૂં છે )
મૌર્યવંશ=મુરા રાણીનો વંશ
સ્થાપના=મંડણ; શરૂઆત
મગધ=બહાર
સંગમ=મોટી નદીને નાની નદી જે ઠેકાણે મળે છે તે જગા
સમર્થ=બળવાન
મિત્રાચારી=દોસ્તી
યુનાન=ગ્રીસ. (એ યુરોપખંડની દક્ષિણમાં દેશ છે )
સુદર્શન=તળાવનું નામ
પૌત્ર=છોકરાનો છોકરો
અશોક=મગધના રાજા; બિંદુસારનો પુત્ર
ઇ. સ. પૂર્વે=ઇસ્વીસન પહેલાં
નિરાધાર=આધારવગરના
ધર્મશાળા=મુસાફર લોકોને વગર ભાડે ઉતારવાનું મકાન; મુસાફરખાનું
ધોરી=સરીયામ
ચોતરા=ચબુતરા

સ્તંભ=થાંભલા
મૂળતત્ત્વો=જે મુદ્દા કે સિદ્ધાંતોપર ધર્મ રચાયો હોય તે
કાયમ=હયાત; ચાલુ
લેખ=લખાણ
લિપિ=ભાષા
મુખ્યત્વે=ઘણું કરીને
હિંસા=હત્યા; ઘાત
વડીલ=મોટા
શ્રમણ=સાધુ
ઉડાઉ=ગેરવાજબી ખરચ કરનાર
સદાચાર=સારી ચાલ; ચલગત
હિત=ભલું; કલ્યાણ
મત=ધર્મનો પંથ
વૃત્તાંત=હકીકત; બયાન
લાડી=વહુ
લંકાની લાડી ને ઘોઘાનો વર=વહુ સિંહલદ્વીપની ને વર ઘોઘાનો

પાઠ ૩૪.

ઘેરો ઘાલ્યો=ચોગરદમ લશ્કર ગોઠવી દીધું
દુર્ભાગ્યે=કમનસીબે
સામેલ=દાખલ
સતી થવું=ધણીના મુડદા સાથે જીવતાં બળી મરવું
અણીને વખતે=આખર ઘડીએ
ડુંમો=મન ભરાઇ આવવું તે
સમ્યા=મટ્યા
ધર્મ=ફરજ; કર્તવ્ય
આધીન=તાબે; વશ
સલાહ=અભિપ્રાય
વિઘ્ન=હરકત; અડચણ
કોટી કરવી=વહાલ આવવાથી ગળે બાઝવું તે
ગદગદ કંઠે=ગળામાંથી અચકતા શબ્દો નીકળે એવા અવાજથી
અપાસરો=જૈન સાધુઓને રહેવાની જગા
અણધારી=ઓચિંતી
આફત=દુઃખ સંકટ
સુઝતું નથી=સમજ પડતી નથી
આભાર=પાડ; ઉપકાર
વાસ=રહેઠાણ; મુકામ
પ્રસવ્યો=જન્મ્યો
નમન કર્યું=નમસ્કાર કર્યા
ફોજ=લશ્કર; સેના

પાઠ ૩૫.

બહારવટું=જંગલમાં રહીને ગામ લૂટવાં તે
કોઠલો=દહીં, દૂધ વગેરે મુકવાનો માટી અથવા લાકડાનો કોઠાર
રાજવંશી=રાજા પેટે અવતરેલો
રેખા=લીટીઓ: કાપા
પંજો=હથેલી ને આંગળાં મળીને જે હાથનો ભાગ થાય છે તે

ઈરાદો=મનસુબો; વિચાર
કામઠું=ધનુષ
તીર=બાણ
દૃઢતા=મનનું અડગપણું
ઉમળકો=હોંસ
ખાતર=ચોર લોકોએ ઘરમાં પેસવાને પાડેલું બાકું
આરોપ=તહોમત
અનુમાન=ધારણા; અટકળ
કલ્પના=ધારણા; અનુમાન
તિલક=ટીલું

## પાઠ ૩૬.

જુનાગઢ=ગીરનારની પાડોશમાં શહેર છે
જોશી=જ્યોતીશ વિદ્યા જાણનાર
માગું=માગણી
ભાટ=વખાણ કરનારી બ્રાહ્મણની એક જાત
બદલો=આભાર; પાડ
પદ્મિની=ઉત્તમ વર્ગનીસ્ત્રી
વેરે=સાથે
ખાંડું=તરવાર; રાજાઓ જાતે ન જતાં કેટલીક વાર પરણવાને માટે તરવાર મોકલે છે
બળાત્કારે=જોરજુલમથી
સગપણ=સગાઇ
દરવાન=દરવાજાની ચોકી કરનાર; દ્વારપાળ
મ=મા; નહિ
ખોય=ખોડ; ખાંપણ; એબ; બટ્ટો
**સમજુતી**-હે ! માણેરા તું રડ નહિ અને આંખો લાલ ન કર. જો મરતી વખત માને યાદ કરીએ તો વંશમાં બટ્ટો લાગે
ખોદે તે પડે=બીજાને નુકસાન કરવાને જે ઉપાય કરે તેજ ઉપાયથી તેને પોતાને નુકસાન થાય

## પાઠ ૩૭.

સોલંકી=ચાલુક્ય ( એ રજપુત વંશનું નામ છે)
સગીર=નાની; કાચી
ચોહાણ=રજપુત વંશનું નામ છે
દિલ્હી=જમના નદીપર શહેર છે (રજપુત અને મુસલમાન રાજાઓની રાજધાની હતી એમાં દરબાર ભરવામાં આવ્યો હતો. હાલનું હિંદનું રાજધાનીનું શહેર )
તલપ=ઉતાવળથી લેવાને પડવું તે
ઝઝુમી=તલપી
ધૂળબલાની=નજીવી
મુરાદ=ઇચ્છા
શક=સંદેહ
કુસંપ=અણબનાવ
ખુવાર થવુ=ખરાબ થવું; નાશ પામવું

દૃષ્ટાંત=દાખલો; ઉદાહરણ
ખૂબસુરત=દેખાવડી
હાડોહાડ=રૂંવેરૂંવે
ડંકો=નગારૂં; ઢોલ
માંડલિક=ખંડીઆ
જય=જીત
યુદ્ધ=લડાઇ
કોપે=ગુસ્સે થાય
એકમત=સંપ
કમર બાંધવી=લડવું
પ્રસંગ=વખત
તા=મૂછે હાથ નાખવો તે
અંકુશ=હાથીને વશ રાખવાનું અણીદાર નાનું હથિયાર
ત્રિશુળ=ત્રણ પાંખાંવાળું હથિયાર
સાંભર=જ્યાં સાંભર સરોવર છે તેની આસપાસનો ભાગ
વિચિત્ર=નવાઇ જેવી
આવેશ=ગુસ્સો
પરાજય=હાર

## પાઠ ૩૮.

વાઘેલા=વંશનું નામ છે (વાઘેલ ગામની જાગીર મળી હતી તેથી વાઘેલા નામ પડયું.)
અણહીલવાડ=પાટણ (સરસ્વતી નદીને કાંઠે ઈ. સ. ૭૪૬ માં વનરાજ ચાવડાએ અણહીલ ભરવાડના નામ ઉપરથી વસાવ્યું હતું)
વેરાન=ઉજ્જડ; વસ્તી વગરનો
શરણ=તાબે
આજીજી=કાલાવાલા
ભંડાર=ખજાનો
જનાનખાનું=સ્ત્રીઓને રહેવાની જગા
સર કરવું=જીતવું
બેગમ=મુસલમાન પાદશાહની સ્ત્રી
મલેક કાફુર = ગુલામનું નામ છે. એને ખંભાતની લૂટમાંથી અલાઉદ્દીન લાવ્યો હતો
બેત=સંકેત; યુક્તિ
માનભંગ=અપમાન
કલંક=ડાઘ
સ્વાધીન=પોતાને તાબે;

## પાઠ ૩૯.

દુરાચરણી=ખરાબ ચાલનો
બંડ=હુલ્લડ
પડે=જાતે
ઇલ્કાબ=ઉપમા; ખિતાબ
પશ્ચાત્તાપ=પસ્તાવો; દીલગીરી
ઘોર=પાપી
અદલ=વાજબી
વાટપાડુ=રસ્તે લૂંટી લેનાર
કાસળ=કાંટ; નાશ; મૂળ
સરહદ=છેવટની હદ
વસુલાત=જમાબંધી
આબાદી=ચડતી

અમદાવાદ=એ સાબર-મતી નદીને કાંઠે છે અહીંઆના ધોતી-જોડા અને મરકી વખણાય છે એનું ખરૂં નામ અહમદા-બાદ છે

પ્રવાહ=વહેણુ

ખ્યાતિ=નામના

અદ્યાપિ=હજુ પણ

ઓરસ=મેળો

પાઠ ૪૦.

વરાળ=બાફ

નિરંતર=હમેશાં

ઘટ=જાડી

ધુમસ=ધુણીના જેવી વરાળ; ઓસ; દવ

ઝાકળ=ઠંડીના જોરથી હવામાંની વરાળનું પાણી થવું તે; ઠાર

મોતીઆ=મોતીના દાણા જેવા ટપકાં

વાદળાં=વરાળનો જથો

કરા=બરફના ગાંગડા આકાશમાંથી પડે તે

પાઠ ૪૧.

દેશ=ઘણા ઇલાકા અને પ્રાંત મળીને થએલો તે

પહાડ=જમીનપર જે મોટા ડુંગરા આવેલા હોય તે

ભેગાં થઇ ગએલાં=મળી ગએલાં

ટોચ=શિખર; ઉપલો ભાગ

સઢ=વહાણના કુવાને આધારે રહેલા કંતાન કે દોટીના જે જાડા કપડામાં પવન ભરા-વાથી વહાણ જલદી ચાલી શકે છે તે

સપાટી=હરકોઇ પદાર્થનો ઉપલો ભાગ

આરપાર=એક છેડાથી બીજા છેડા સુધી

ઉલટી=વિરૂદ્ધ; સામી

પાઠ ૪૨.

વાર્ષિક=વરસની

ગતિ=ચાલ;

વિશાળ=વિસ્તીર્ણ; લાંબા પહોળા

પીઠ=વાંસો

આર=ભમરડાની વચ્ચે લોઢાની અણીદાર ખીલી જડેલી હોય તે

જોત=સળગતો; કાકડો

કિરણ=સીધી લીટીમાં પડતો પ્રકાશ

પાઠ ૪૩.

અગારસી=બાળુ

કરાંઠી=કપાસ, તુવેર વગેરેનાં સુકા છોડ

ખુંપરા=ભોંયમાં દટા-એલાં સુકાં ઠુંઠાં

કંઢા=નીક; કાંસ

કાંસ=પાણી જવાનો માર્ગ; નીક.

ટટી=ખડખુચ

ખાતર=કોહી ગએલો કચરો વગેરે

ખરીફ=ચોમાસામાં વ-
વાતાં ધાન્ય
વાવણી=રોપણી
કરપી=રાંપડી; ખેતીનું
એક ઓજાર
નીંદી=કપેડી
હેલી=લાગલાગટ વર-
સાદનું આવવું તે
નિરાંત=ચેન; સુખ
વળે છે=થાય છે
માફકસર=જોઇએ તેટલો
તીડ=ખેતરને નુકસાન
કરનાર તપખિરીઆ
રંગનું જીવડું
ધમાલ=ધામધુમ
રવિપાક=શિઆળુ પાક
ખળી=કણુસલામાંથી
અનાજ છુટું પાડ-
વાની જગા
ચીરા=ફાટ; ચીરાડા
કડબ=જુવારના સુકા
સાંઠા
સરકારધારાના=વસુલા-
તના; મહેસુલના

ધાગના=વેગના
શીતળ=ઠંડો
પાન=પાંદડાં
ખરે=ભોંયપર પડે
કડોધાન=હલકા ધાન્ય
તંબોળ=પાન
ધરે=પહેરે; ઓઢે
શાલ=ઊનનું કીમતી
વસ્ત્ર
તણું=ના
ભલી ભાત=સારી રીતે
ઉંડા જળ જાય=પાણી
સુકાઈ ઓછું થાય
પામે=આવે
પાન=પાંદડાં
કેસુડાં=કેસુડાનાં ઝાડનાં
ફુલ
ગુણવાન=ગુણકારી;
ફાયદાવાળા
હોજ=પાણીની ટાંકી
ફુવાર=જેમાંથી પાણી
ઉંચે ઉડે છે તે
ચંદન=સુખડ, કેસર

વગેરેને પાણીમાં ઘસીને
લચકા જેવું બનાવે છે તે
લાગ=લાગે
કોયલ=મધુર રાગનું
કાળા રંગનું પક્ષી
મીઠા બોલ=મધુર શબ્દ;
મીઠાં વેણ
વણતોલ=વણતોલ
ખાસું=મજાનું; સારું
ડુબાડુબ=ડુબી ગએલી
ઉચારે=બોલે; ગાય
મલાર=એક રાગનું
નામ છે
ચંપેલી, જુઇ, જાય } એક જાતનાં સુગંધીદાર સફેદ ફુલ
ચંપા=પીળા રંગનું
સુગંધીદાર ફુલ
ભલા=સારાં
ફુલાય=ખીલે
માટ=માટે
ચાખડીઓ=પાવડીઓ
હિંચોળા=હીંચકા
ખાટ=ખાટલા

**સમજુતી**–ટાઢની મોસમમાં ઠંડો પવન વાય, ઝાડનાં પાંદડાં ખરી પડે; ઘઉં, ગોળ, (શેરડી) કપાસ અને કઠોળ પાકે, અને લોકો ટાઢથી શરીર ફાટે નહિ માટે શરીરે તેલ ચોળે અને પાન ખાય. (૧) ટાઢ વાય નહિ માટે લોકો શરીરે ડગલા પહેરે અને શાલ ઓઢે, ગરીબ લોકના ટાઢથી પગ અને ગાલ ફાટી જાય; એ ઋતુમાં (શિઆળામાં) રાત ઘણી મોટી હોય છે અને દિવસ નાના (ટુંકા) થાય છે અને શરીરમાં સારી રીતે (સારો ખોરાક ખાવાથી) જોર આવે છે. (૨) ઉનાળામાં કુવા, વાવના પાણી ઉંડા જતા રહે છે-ઘટે છે અને નદી ને સરોવરના પાણી સુકાઇ જઇને ઓછાં થાય છે, સઘળી વનસ્પતિને નવાં પાંદડાં આવે છે અને સારાં ગુણવાળાં કેસુડાંના ફૂલ પણ થાય છે. (૩) ગરમીની મોસમમાં હોજ, ફુવારા અને બાગ સારા લાગે છે, તેમજ ચંદન અને વીંઝણા વહાલા લાગે છે; કારણ કે એથી ઠંડક વળે છે. કોયલ મીઠા બોલ બોલે છે અને તાપ ઘણોજ પડે છે. (૪) વરસાદની ઋતુ ઘણી મજાની લાગે છે, દુનિયા પાણીમાં ડુબેલી દેખાય છે મતલબ કે બધેજ પાણી પાણી થઇ રહે છે; લોકો મલ્લાર રાગ ગાય છે અને ખેડુતો ખેતરમાં વાવણી કરે છે. (૫) ચંપા, ચંપેલી, જુઇ, જાય, અને ગુલાબનાં ફૂલ સારાં ખીલે છે. ચોમાસામાં સુખને માટે છત્રી, પાવડીઓ, હીંચકા ને ખાટલા વાપરે છે. (૬)

## પાઠ ૪૪.

ઇલાકો=ઘણાં પ્રાંત; જિલ્લા અને એજન્સિ મળીને થએલો તે

એજન્સિ=નાનાં દેશી રાજ્યોનો જથો

નકશો=ગામ, શહેર કે દેશ વગેરેનો ચીતરેલો નમુનો

દેશ=ઘણા ઇલાકા અને પ્રાંત મળીને થએલો તે

જિલ્લા=ઘણા તાલુકા મળીને થએલો કલેકટરના તાબાનો ભાગ

પ્રાંત=ઘણુ જિલ્લા, એજન્સિ અને સંસ્થાન મળીને થએલો તે.
ગવર્નર=ઇલાકાનો સૌથી વડો અધિકારી
રાજવહીવટ=રાજકારભાર
મંડળ=સભા
ખાતર=માટે
વિભાગ=ભાગના ભાગ

પાઠ ૪૫.

એકે સાદે=એકે અવાજે; સાથે
મજલ=ટપ્પો
ધાડ=લુટારાની ટોળી
ધાસ્તી=ભય; બીક
એકલડોકલ=એકલા
ગભરામણુ=અકળામણુ
ચાણોદ=વડોદરા પ્રાંતમાં નર્મદાકાંઠે જાત્રાનું સ્થળ છે.
સિદ્ધપુર=સરસ્વતી નદીને કાંઠે જાત્રાનું ઠેકાણું છે. આમાં માતૃ શ્રાદ્ધ કરવા લોકો જાય છે. એમાં હાલ ગાયકવાડનું રાજ છે.

પાઠ ૪૬.

સરખામણી=મુકાબલો
વાકેફગાર=માહીતગાર
પ્રશ્ન=સવાલ
અગવડવાળાં=જોગવાઇવાળાં
છટા=ઢંગ; તાજુબ
બારૂં=બંદર; જ્યાં વહાણો ઉભા રહે તે
હજીરો=કબર; રોજો
રોજો=કબર
દીવાદાંડી=વહાણોને ખડકની ખબર પડે માટે દરીઆમાં ઉંચો મિનારો કરી તેમાં ફરતો દીવો રાખે છે તે
ટંકશાળ=નાણું પાડવાની જગા
ગોદી=જ્યાં વહાણુને સમા કરવામાં આવે છે તે જગા; બાંધેલી ખાડી

ભાગ ૩.

પાઠ ૪૭.

સાળું=બૈરાંને પહેરવાનું લાલ, લીલા, પીળા વગેરે રંગનું લુગડું
ચાપડો=પટો
સાવચેતી=ખબરદારી
આડું અવળું=આગળ પાછળ
ભોક=છિદ્ર; કાણું
કસુર=વાંક; તકસીર
તૂણવું=ભોકને કપડાના જેવા દોરા વડે ભરી લેવું તે.
ખંડ=ઓરડો
થીગડું=ફાટેલા લુગડા પર જોડેલો કકડો.
કાપલા કુપલી=નકામા પડેલા કડકા
સંગ્રહ=સંઘરો
અંગુઠી=સોય ન ભોકાય માટે આંગળીએ ટોટી જેવું પહેરે છે તે

વડ=જાત
ઓટવું=વાળીને બખીઆ દેવા
ફ્રાંટ=દૂર દૂર ટાંકા મારવા તે

પાઠ ૪૮.

કંટાળો=અણગમો; ત્રાસ
વાદે=સરખામણીએ
પાલવે=પરવડે; બોજે
ઓશિયળું=તાબેદાર
આંતરસેવો=કપડું લાંબું પડતું હોય તો જોઇએ તેટલું વળીને દોરો ભરવો તે
આંટવે=આંટી ખવડાવે; વટાવે
ફતેહ=જીત; જય
વાઢવાળી=ધારવાળી

પાઠ ૪૯.

સાધન=સામગ્રી
તંગ=બંધબેસ્તું નહિ તે
વરે=ખપે
દેખાવ=શોભા
ખુલતું=ઢીલું
મેળ=જુક્તિબંધ મેળવી દેવું તે
ચીંદરડી=લાંબી પટી
મગજી=કપડાંને છેડે ગોળ કોર દે છે તે

પાઠ ૫૦.

આંકા=નિશાની; એંધાણી
આંટી=દોરાનું ગોળ ગુંછળું
કાંસકી=કાંસકીના ઘાટના જાડા કાગળપર દોરા વીંટાળેલા હોય છે તે; ચપડી; ચાપડું
મહાવરો=અભ્યાસ; ટેવ
બખીઆ=પાસે પાસે ને ઝીણા ઝીણા ટાંકા દીધા હોય છે તે
તોછડી=નાની; ટુંકી
ચાંપ=દાબવનો સંચો

પાઠ ૫૧.

ગરમી=ગરમ વસ્તુને અડકવાથી જે લાગણી પેદા થાય છે તે
ઉકળાટ=ધામ
ઉષ્ણતા=ગરમી
ઝાળ=આંચ
તીવવાહક=જલદીથી વહેવડાવનાર
મંદવાહક=ધીમેથી વહેવડાવનાર

પાઠ ૫૨.

બળતણ=બાળવાના પદાર્થ
અસર=લાગણી
ધુણી=ધુમાડો

પાઠ ૫૩.

દુઝણું=દૂઝતી ગાય ભેંસો
મોસાળ=માનું પિઅર
કોઢીઉં=ઢોર બાંધવાની જગા.
બાફણું=કપાસીઆ કાલાં, ગુવાર વગેરે ઢોરને ખવડાવવા માટે બાફે છે તે
રબારણ=રબારીની બૈરી

નીરી=નાખી
પાનો=આંચળમાંથી દૂધ આવવા દેવું તે
સેર=ઝીણી ધાર
વટલોઇ=તાંબડી
સેલો=દોહતી વેળા ગાય કૂદે નહિ માટે તેને પાછલે પગે જે દોરડું બાંધવામાં આવે છે તે
છટકપાટુ=ખસી જઇને પાટુ મારવું તે
પાટુ=ઢોર પાછલા પગે લાત મારે છે તે
સોતું=સાથે
ડબકાનું=છેલ્લી વારનું
સ્વાદિષ્ટ=અતિશય સ્વાદવાળું; લહેજતદાર
ઉચી ગઇ=દૂધ દેતી બંધ થઇ
ટંક=એક વખત

પાઠ ૫૪.

વલોણું=દહીંને વલોવવાનું કામ
ગોરસું=દૂધ અધરકવાનું વાસણ
રવૈયો=વલોવવાનું હથિયાર
નેતરાં=સુતરનાં પાતળાં દોરડાં
ડેરા=જેના મધ્યમાં વાંસ પરોવીને ગોળીના મોંને બાંધે છે તે; માંકડી
ઝટકા=દોરી પકડી અનરનવર ખેંચવી તે
ઘુમરડી=ચક્કર ખવડાવ્યા
દોણી=છાશ ભરવાનું માટીનું વાસણ
સુથીઉં=ઘાસ વગેરેનું મોટી ઉંધણુ જેવું ગોળ બનાવેલું તે
હાટીઉં=ભંડારીઉં

પાઠ ૫૫.

તર=મલાઇ
પુગ્ગુ=પુરા
જીવન=જીવવું તે
વૃદ્ધિ=વધવું તે
ખુમચો=ટાટ; રકાબીના ઘાટની મોટી થાળી
અધીરા=આતુર
અપારદર્શક=આરપાર જોઇ શકાય નહિ એવું
ટાટ=ખુમચો
ખુલાસો=સમાધાન

પાઠ ૫૬.

માખણ=છાશ ઉપર ધોળું અને ચીકણું તરી આવે છે તે
ચીકટ=ચિગાશવાળો ભાગ
નરી=એકલી
ઘટ=જાડા
ચરબી=પ્રાણીઓના શરીરમાંથી ઘી જેવો પદાર્થ નીકળે છે તે.

પાઠ ૫૭.

કંદોઇ=સુખડીઓ; મિઠાઇ બનાવનાર તથા વેચનાર
ટંકો=સોમો ભાગ
પોષણ=વધારવું; ઉછેરવું
ઓદાવું=કૂગવુ; કહોવું

### પાઠ ૫૮.

ધામ=ઉકળાટ
સામટા=એકદમ
બનાવટી=જોડી કાઢેલી
ઇંદ્ર=સ્વર્ગનો રાજા; દેવતાઓમાં જે મુખ્ય તે
મુગટ=શિરપેચ
ઠઠ=જમાવ
ફરજ=ધર્મ
ચોપદાર=છડીદાર
આજ્ઞા=હુકમ
નોબત=નગારૂં
સજ=તૈયાર
વાચા=બોલવાનું ભાન
ખડી=ઉભી
કર્તવ્ય=કામ; ફરજ
છીપે=મટાડે; દૂર કરે
કોકો=ચાને ઠેકાણે લોટ જેવો ભૂકો વાપરે છે તે; તાડની જાતના એક ઝાડનાં બીનો ભુકો
છેદીને=કાણાં પાડીને
પંક્તિ=હાર; ઓળ
અમૃત=મીઠું
સાખ=આંબ પરજ પાકવા આવેલી કેરી
નિર્વાહ=ગુજારો; ગુજરાન

### પાઠ ૫૯.

નમન કરવું=નમવું
કાટ=ઇમારત બાંધવામાં વપરાતાં લાકડાં
સાંચી=એકઠું કરી
મુર્ખાઇ=બેવકુફાઇ; નાદાની
સોસવું=વેઠવું
રાડું=જુવારનો સુકો સાંઠો
નાતો=સંબંધ
દાવો=હક
ખોટ=તંગાસ; તંગી
પુષ્ટિકારક=જોર આપનાર
છૂટ=રજા
ઉત્પત્તિ=પેદાસ
વેલો=ભોંયપર પથરાતો છોડ
ખડાં થયાં=ઉભા થયાં
વાપર=વપરાશ
કઠોળ = બે ફાડવાળું અનાજ; મગ, ચણા વગેરે
હિસાબ=ગણતરી; ગણુનં
ગરજ સારે છે=કામ બજાવે છે
બરખાસ કરી=બંધ કરી

### પાઠ ૬૦.

કાળજી=ખંત
કોકડાં=ગુંચળાં
ડુંખ=ડાંખળી
વસંત ઋતુ ફાગણ ને ચૈત્ર મહીનો
કારી=બુંદ
લહેજતદાર=સ્વાદિષ્ટ; સ્વાદ આપે એવી
પુંઠું=પડ

### પાઠ ૬૧.

આધારણ=ખૂબ ઉકળતું પાણી; આધણ
પુડો=પડ

સદતી=માફક આવતી
ટેવ=આદત

પાઠ ૬૨.

ગળપણ=મિઠાશ
વાઢ=શેરડીનું ખેતર
કોલુ=શેરડી પીલવાનો સંચો
રિવાજ=ધારો
શુદ્ધ=ચોકખો; સ્વચ્છ
રસી=શેરડીના રસને ઉકાળવાથી જે મેલ ઉપર તરી આવે છે તે
મસ્કો=માખણ
અણગમો=નાપસંદગી
બીટ=વિલાયતી લાલ કંદ
પતરાંપતરાંવાળી=જેમાં પતરીઓ એટલે પડ દેખાય તેવી

પાઠ ૬૩.

ભાત=રાંધેલા ચોખા
ડાંગર=છોડવાળું ભાત
પંખાળી=પાંખોવાળી
ત્રાંબાસાળ=તાંબાના રંગની લાલ ડાંગર; પાણસાળ
સાળ=ડાંગર
બંગાળીઉં=બંગાળ બંગાળાથી આવેલું
સુખળું=ભી ઉપરની પતળી અણીદાર સળી
કાનમ=મહી અને નર્મદા વચ્ચેનો ભાગ; ભરૂચ જિલ્લો અને તે નજીકનો ગાયકવાડી મુલક

પાઠ ૬૪.

નિભાવ=ગુજારો; નિર્વાહ
મેદો=પરસુદી
રવો=દાણાદાર ઘઉંનો લોટ
ભાલ=ધોળકા તથા ધંધુકાનો પશ્ચિમ ભાગ અને કાઠિઆવાડનો કેટલો ભાગ
આરારૂટ=એક જાતના છોડના કંદનો લોટ
સત્વ=કસ

પાઠ ૬૫.

વિચિત્ર=તરેહવાર; નવાઈ જેવું
સુદ્ધાં=સાથે
વણસાદોડી=દોડીની એક જાત
ગમ=જમરૂખ
ડુંગળી=કાંદા
છૂટે છે=ઝરે છે.

પાઠ ૬૬.

ભાળ=ખોળ; પત્તો
કળા=યુક્તિ; હુન્નર;
ઉંધી=અવળી; ઉલટી
ઉંધીઉં=ઉંબડીઉં
ઓળો=શેકેલ લીલા ચણા
ઢોકળાં=ખાડાં

પાઠ ૬૭.

બિમાર=માંદા; રોગી
સંગ્રહણી=વારે વારે ઝાડો થવાનો રોગ
મરડો=પેટમાં દુઃખીને ઝાડો થવાનો રોગ
અરૂચી=અભાવ; અણગમો
મધુરં મધુરં=થોડું થોડું

એસુમાર=ઘણીજ
ગંદકી=ગોજવાડ
થાળું=મથાળું
ભર=ગીચ; પાસે પાસે
બિમારી=રોગ; મંદવાડ
બાજરૂ=ડંડાસ
મરી=પચી; ઉતરી
ઓછુંવતું=થોડું ઘણું
કોઢ=ઢોર બાંધવાની જગા
વિદાય થઇ=ગઇ

પાઠ ૬૮.

એ બોલ=થોડું
અવયવ=ભાગ
ક્રિયા=કામ
માહીતી=જાણ; ખબર
નાજુક=કોમળ
મગજ=મગજનો દાબડો
રક્ષણ=બચાવ
ફેફસાં=શ્વાસોશ્વાસની ઇંદ્રિયો
હૃદય=લોહીની ટાંકી
કાળજું=પેટની જમણી બાજુએ માંસનો મોટો કટકો છે તે; પિત્તાશય
પડખે=બાજુએ
આંતરડું=ગુંછળું વળેલો દોરડા જેવો પેટનો ભાગ એ જઠરની નીચે ડાબી બાજુ પર છે
પેઢુ=પેટની નીચેનો ભાગ
ખાસ=જુદું
વાટે=રસ્તે
પેટ=ઉદર
જઠર=પાચન થવા માટે પેટની ડાબી બાજુએ ખોરાક ભરવાની કોથળી; હોજરી
લાગણી=અસર
જુસ્સો=મનનો ઉભરો; લાગણી

પાઠ ૬૯.

સ્વચ્છતા=ચોકખાઈ
આરોગ્ય=તંદુરસ્ત
ખસ=ઝીણી ફોલી
દાદર=દરાજ
ભયંકર=ગંભીર
છારી=પડ
આવરદા=આયુષ્ય
અડાયાં=છાણ સુકાઇને બનેલા તે
મંજન=માંજવા કે સાફ કરવાની વસ્તુ
અવાળુ=દાંતના પિઢિયા
કબુસાઇ=બાખસાઇ
ઉલ=જીભ ઉપર વળગેલું વાસી થુંક
ખોડો=ઉખડેલી ચામડીની મેલી રજ
વતડવાની=ખંજવાળવાની
નખીઆં=નખ વડે ખંજવાળથી ગુમડાં જેવું થાય છે તે
દાંત કરવી=કાંસકીના દાંતામાં ખડબચડી દોરી ગુંથવી અથવા ડાંગરના દાણા ઘાલી તે વડે માથું ઓળવું તે
લીખો=જૂ, માકડ વગેરેનાં ઇંડાં

મથાવટી=લુગડાનો માથાપર ઓઢવાનો ભાગ જે ચીટકાય છે તે
લટીઆં=લાંબા નિમાળાનો ઝુમખો
અંબોડો=સ્ત્રીઓ પોતાના માથાના વાળ ઓળીને માથા પછવાડે તેની જે ગાંઠ વાળે છે તે
લટ=લાંબા નિમાળાની ગુચ્છ
ટાલ=માથાના જે ભાગ પરથી વાળ જતા રહ્યા હોય તેટલો ભાગ
સંભવ=આશા

પાઠ ૭૦.

નાડી=હાથના કાંડા આગળની શિરા કે જે વડે લોહીની ગતિ તથા રોગ સમજાય છે તે

જઠરાગ્નિ=પેટની ગરમી
એંજીન = વરાળ પેદા કરીને ગતિ આપનારો સંચો

પાઠ ૭૧.

મેળાપ = સમાગમ; મળવું તે
અંશ=ભાગ
ભસ્મ=રાખ; ખાખ
ગુસ્સે=ક્રોધ
વેગ=ગતિ; ચાલ
કુખ=બગલ

પાઠ ૭૨.

બખોલ=ખાડો
પિત્તાશય=પિત્ત ભેગું થાય છે તે જગા
જઠર=ખોરાક પચાવનાની મુખ્ય ઇંદ્રિય
અન્નનળી= જે વાટે ખોરાક પેટમાં જાય છે તે નળી
માંસપિંડ=માંસનો લોચો
પિત્ત=લિલાશ પડતો પ્રવાહી પદાર્થ
લાળ=ચીકણું થુંક
ઉલટી=ઓકારી; વામીટ
કોળીઓ=ગ્રાસ
શીરા=ઝીણી નસ
દ્રવ=પ્રવાહી
શેષ=બાકી
મળ=મેલ; નરક

પાઠ ૭૩

વર્ણ=જાત
સુસ્ત=આળસુ
સહીસલામત=ક્ષેમકુશળ
તાર=તાંતણા
જાળું=ફાંદો
કોશેટો=પતંગીઆને રહેવાની લાંબી ગોળ દડી
ગોટી=દડી
કોકડી=તરાકના ઉપર શંકુ આકારે વીંટાળેલું જે સુતર તે
મ્હૈસુર=દક્ષિણ હિંદુસ્તાનમાં એક દેશી રાજ છે

યુક્તિસર=તજવીજથી
સાળ=કપડાં વણવાનો સંચો
પોશાક=લુગડાં
ટકાઉ=મજબુત; ઘણો વખત ચાલે એવા

પાઠ ૭૪.

વેણ=કપાસનો છોડ
કપાસીઆ=કપાસનાં બી
જિન=કપાસ લોઢવાનો સંચો
ચરખો=કપાસમાંથી કપાસીઆ તથા રૂ જુદું પાડવાનો સંચો
ગાદલાં=ગોદડાં
પુણીઓ=રૂના ગાળાનો વેંતેક લાંબો ને આંગળી જેટલો જાડો એવો જે આકાર કાંતવા માટે તૈયાર કરેલો તે
રેંટીઓ=સુતર કાંતવાનો સાદો સંચો
વાટા=ગોળ આકારની લાંબી પુણી
વણકર=વણવાનું કામ કરનાર
તાંતણો=તાર

પાઠ ૭૫.

ઓઢા=બળદને ઓઢાડવા સારૂ સીવેલું કપડું
રૂવાંટી=કુમળાં અને છેક ઝીણા વાળ
ઘટ=જાડા
ગીચ=પાસે પાસે
ઉઝરડા=કાપા; ઘસરકા
લાજમર્યાદા=આબરૂ અને અદબ
મરજાદા=અદબ; મર્યાદા
કુદરતી=ઈશ્વર તરફથી મળેલી

પાઠ ૭૬.

રૂમાલ=મોં સાફ કરવાનો કકડો
પ્રવેશ કરે=દાખલ થાય
હીકળ=ડડી
સુતરાઉ=સુતરનું બનેલું
ઉકળાટ=ઘામ
કરકરૂં=ખરબચડું
ખાળે=અટકાવે
સુજની=રજાઇ

પાઠ ૭૭.

ગરમાવો=ગરમી; હુંફ
ઝભ્ભ=ઝભા
અકારા=અણગમો આપે એવા
લૂ=ગરમ હવાનો ઝપાટો.
મંદવાહક=ધીમેથી વહેવડાવનાર
તીવ્રવાહક=જલદી વહેવરાવનાર
ગરજ=કામ
સારતાં=બજાવતાં
પોમ=રૂવાંટી જેવું કપડાં પર હોય તે

પાઠ ૭૮.

ફુઅડ=ગદી
સાવરણી=બુતારો
પરસાળ=ઘરમાં પેસતાં પહેલો ઓરડો આવે છે તે

વહીઓ=દર; બાકાં.
છજ=છાજ.
ખેર=ઝીણી રજ.
ઉથામીને=ઉંચકીને.

પાઠ ૭૯.

ગ્રહણ=સૂર્ય ચંદ્રના બિંબપર પડતી પૃથ્વીની છાયા.
આંગણું=બારણા આગળની જગા.
ઓકલી=ઘીં પણમાં અંગુઠેથી પાડવામાં આંવતી નકશી.
અલગ=એલાયદી; જુદી

પાઠ ૮૦.

માત્ર=ફક્ત
અંગ=શરીરનો ભાગ.
મોજથી=આનંદથી.
શ્વાસ=દમ.
પોષણ=ગુજરાન; ગુજારો
સાદું=હલકું
માંસાહારી=માંસ ખાનાર
સેવાળ=લીલ.
ટીશી=કુંપળ; પાંતરાની કળી.
રખેને=કદાચ.
જીવહિંસા=હત્યા; જીવને મારવો તે.
ધાસ્તી=બીક.
ગૂમ થવાથી=જતી રહેવાથી; દેખાતી બંધ થવાથી,
ટળી=મટી; દૂર થઇ.
ગુંગળાટ=અકળામણ
ઠેકડો=કુદકો.
ચેન=સુખ.
લપલપાવીને=બહાર કાઢીને.
ગોળો=પિંડો.
ભવ=અવતાર.
રમુજી=ગમત આપે એવી.

## મેસર્સ સી. ડી. શાહ એન્ડ કો૦ કૃત.

## અર્થની નોટો

**બાળવર્ગની નોટ બે આના** જેમાંઃ—મૂળાક્ષર શિક્ષણ, બે રીતે મૂળાક્ષર લખવાનો ક્રમ, બે અક્ષરના શબ્દો, ત્રણ અક્ષરની શબ્દો, બારાખડી, આંક, ભાગ ૧ લાના અર્થ, ભાગ બીજા ના અર્થ, ગીત અને કવિતાની સમજુતી, ડમ્બેલ્સની ડ્રિલ, પોતાની જગાએ જતી વખત બોલવાની ડ્રિલ, ઘેર જતી વખત બોલવાની ડ્રિલ, એકથી પાંચ સુધી ઉમેરવા તથા બાદ કરવા વિષે પાઠ, સરવાળાના કોઠા, બાદબાકીના કોઠા; દડાની રમત વગેરે.

**પહેલીના અર્થ અઢી આના** જેમાં:—અર્થ, કવિતાની સમજુતી, પાઠનો સાર, અઘરા શબ્દો, જોડાક્ષર, ડમ્બેલ્સની ડ્રિલ વગેરે.

**બીજીના અર્થ ચાર આના** જેમાં:—અર્થ, કવિતાની સમજુતી, પાઠના સવાલ, પાઠનો સાર, ભૂગોળ, પાઠવાર અઘરા શબ્દો, જોડાક્ષર, ડમ્બેલ્સની ડ્રિલ વગેરે.

**ત્રીજીના અર્થ પાંચ આના** જેમાં:—અર્થ, કવિતાની સમજુતી, પાઠના સવાલ, પાઠનો સાર, ભૂગોળના સવાલ, પાઠવાર અઘરા શબ્દો. જોડાક્ષર, કડાંની ડ્રિલ વગેરે.

**ચોથીના અર્થ સાડાસાત આના** જેમાં:—અર્થ, કવિતાની સમજુતી, તમામ પાઠના સવાલ તથા સાર, અઘરા શબ્દો, જોડાક્ષર મુંબઇ ઇલાકાની ભૂતળ, ડ્રિલ વગેરે.

**પાંચમીના અર્થ આઠ આના** જેમાં:—અર્થ, કવિતાની સમજુતી, વ્યુત્પત્તિ, પાઠના સવાલ, પાઠનો સાર, અપૂર્ણાંકના નિયમો, બ્રિટિશ હિંદના રાજકીય ભાગ વગેરે

**છઠ્ઠીના અર્થ નવ આના** જેમાં:—શબ્દાર્થ વ્યુત્પત્તિ પ્રમાણે અને રૂઢ બંને રીતે, કવિતાનો અન્વય, કવિતાની સમજુતી, પાઠના સવાલ, પાઠનો સાર વગેરે.

**સાતમીના અર્થ દસ આના** જેમાં:—શબ્દાર્થ વ્યુત્પત્તિ પ્રમાણે અને રૂઢ બંને રીતે, કવિતાનું વિવરણ-સ્ફુરીકરણ, પાઠના સવાલ, કવિતામાં આવેલા ભક્તોની ઓળખાણ વગેરે.

**કન્યા વાચનમાળા પુસ્તક ૧લાના અર્થ ૪ આના**

**કન્યા વાચનમાળા પુસ્તક ૨જાના અર્થ ૫ આના**

**કન્યા વાચનમાળા પુસ્તક ૩જાના અર્થ ૭ આના**

**ત્રિવેદી વાચનમાળા સાતે પુસ્તકોના અર્થો તૈયાર છે**

**છગનલાલ મોતીરામ શાહ. શાહપોર-સુરત.**